કાઠીઆવાડ રાજકીય પરિષદના
ચતુર્થ પોરબંદર-અધિવેશનના

# પ્રમુખશ્રી અમૃતલાલ વિ. ઠક્કરનું

# ભાષણ

બાપુ ગાંધીજી, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

સમાજમાં નીચો દરજ્જો ધરાવનારી ભીલ અને અંત્યજ કોમોના ગાઢ સમાગમમાં રહેનાર, બહુ તો થોડું ઘણું કેળવણીનું અને સામાજીક સેવાનું કાર્ય કરનાર, અને પોતાને માટે એકાદો દૂરનો અગમ્ય ખૂણો શોધી લેનાર, એવા મને આપે આ રાજકીય પરિષદનું પ્રમુખસ્થાન આપ્યું છે, એમ આ શહેરના જ ભાઇ કાળીદાસ ગાંધી પાસેથી મેં જ્યારે પ્રથમ સાંભળ્યું, ત્યારે કહેનાર સાંભળનાર બન્નેની કાંઇક ભૂલ થાય છે એવો ખ્યાલ મને આવેલો. રાજકીય ક્ષેત્રમાં નહીં પડેલો, તેની ગુંચો ઉકેલ-વાને નહીં ટેવાયેલો, મુત્સદ્દીગીરી શબ્દમાં જે કાંઇ સદ્‌ગુણ-દુર્ગુણોનો સમાવેશ થતો હશે તેનાથી અલિપ્ત એવા એક માણ-સને આપે યાદ કરીને પંચમહાલના પહાડી પ્રદેશોમાંથી પકડી પાડ્યો, એ શા ઉદ્દેશથી હશે તેના સંબંધી તર્કવિતર્ક કરવાનું સાહસ હું ખેડતો નથી. પણ મર્હુમ લોકમાન્ય ગોખલે સાહેબની હિન્દ સેવક સમાજ જેવી રાજકીય સંસ્થાનો હું એક આજીવન સભાસદ છું, એ એક જ બાબત શિવાય પરિષદના પ્રમુખ તરિકેની લાયકાત હું ધરાવતો હોઉં, એમ મારા તરફ ઘણો પક્ષપાત રાખનાર મિત્ર પણ કહી શકશે નહીં. જે પદ ઉપર પૂજ્ય અને જગવિખ્યાત ગાંધીજી એક વખત બીરાજેલા, તે

પદને હું કેમ શોભાવી શકું, તેનો મને વસવસો છે. વળી સને ૧૯૦૦ પછી તો હું નામ માત્ર જ કાઠીઆવાડી રહ્યો છું. કાઠીઆવાડના રાજકીય પ્રશ્નોથી પણ હું મોટે ભાગે અણવાકેફ છું; કાઠીઆવાડીઓનાં દુઃખદર્દોથી, ખેડુતોની મુશ્કેલીઓથી અને અંત્યજ કોમોને સહેવી પડતી આપદાઓથી હું બીનવાકેફગાર છું. તો પછી, રાજા પ્રજાના ગાઢ સમાગમમાં તો ક્યાંથી જ આવ્યો હોઉં? પણ છતાં હું તમારો છું, કાઠીઆવાડમાં જન્મ્યો છું, પોષાયો છું, અને "સરલ સૌરાષ્ટ્રવાસી" હોવાનું અભિમાન રાખું છું, એટલા ઉપરથી જ મારા તરફ આપ બધા ભાઇ બ્હેનોએ જે પક્ષપાત બતાવ્યો છે તે માટે હું આપનો ઋણી છું; અને પ્રભુ પાસે યાચું છું કે આ પરિષદના નાવની મુસાફરી રૂપી મુશ્કેલ કામમાંથી આપ સર્વે અને હું સાંગોપાંગ પાર ઉતરીએ.

## પોરબંદરનો જુનો પરિચય

પોરબંદર સાથે તો મારે જૂનો સંબંધ છે. ૧૮૯૫થી ૧૯૦૦ સુધી પોરબંદરની સેવા કરવાનું મને પ્રાપ્ત થયું હતું. તે વખતના થોડા મિત્રો–ગોવિંદજીભાઇ, વ્રજલાલભાઇ–વગેરેને આજે હું સત્કાર્યમાં જોઉં છું તેથી આનંદ થાય છે. તે સાથે દેવના દૂત જેવા ભલા દાકતર સ્વ. હરિશ્રીકૃષ્ણ દેવ અને વૃદ્ધ ભાઇ જયકૃષ્ણ ઇંદ્રજી યાદ આવે છે. આ સ્થળની સાથે મારી જુવાનીનાં ઘણાં જૂનાં, સારાં નરસાં સંસ્મરણો યાદ આવે છે. પણ તે કહેવાનું આ સ્થળ નથી. પરંતુ ત્રીસ વર્ષ પછી આ સ્થળની મુલાકાત, જૂદા વેશમાં, જૂદા જ નાટકના પાત્ર તરિકે લેતાં કાંઇ અવનવા વિચારો થાય છે તેને દબાવી દેવાની મારામાં તાકાત નથી.

## મૃત્યુ નોંધ

મંદભાગી કાઠીઆવાડને, અન્ય તમામ હીનભાગી દેશોની માફક પોતાનો નફો સંભાળતાં પહેલાં નુકશાનીનું જ પાસું તપાસી કેટલું ઓછું ગુમાવ્યું તેનું જ સાંત્વન લેવાનું નિર્માયું છે. આજ આપણે આપણા સરવૈયામાં એક જ છતાં અતિશય મોટી નુકશાની ખેંચવી પડે છે. ભાવનગરમાં ભરાયેલી પરિષદની ગઇ બેઠક પછી આપણે આપણા એક અણમૂલા બંધુ શેઠ નરોતમદાસ ભાણજીને ખોઇ બેઠા છીએ. પોતે વેપારી કુટુંબના છતાં, વેપારનાં જ સાહસોમાં મસ્ત છતાં, કેળવણીવિષયક અને રાજદ્વારી બાબતોમાં આગળ પડતો ભાગ લેતા હતા. કન્યા–કેળવણી પાછળ અને તેજસ્વી તરૂણોને ઉચ્ચ શિક્ષણ અપાવવા પાછળ તે ભાઇએ પોતાનાં દ્રવ્ય તેમજ લાગવગ વાપરવામાં જે સ્થાન દીપાવેલું, તે આજે હજુ પણ ખાલી જ પડયું છે. દરેક જાહેર હીલચાલ પાછળ એના હાથનો ટેકો હતો, ને છતાં તેની નિરભિમાનિતા ફાલતા આંબાના નમતા વૃક્ષ જેવી હતી. એ ભાઇના અવસાનથી આપણને પડેલી ખોટ જેટલી દેખાય છે, તેથી વિશેષ તો અદૃશ્ય છે. એ ખોટ પૂરનાર કોઇ સત્વર સાંપડો એટલું પ્રભુ પાસે યાચી હું સદ્‌ગતના આત્માને આપ સહુની વતી શાન્તિ ઇચ્છું છું

## જવાબદાર રાજ્યતંત્રને પંથે

આપણી પરિષદે દેશી રાજ્યોમાં જવાબદાર રાજ્યતંત્રની પ્રથા દાખલ કરાવવાનું ધ્યેય પહેલી જ બેઠકમાં કબૂલ કર્યું છે. જવાબદાર રાજ્યતંત્રની શાસન–પદ્ધતિ રાજ્યસંસ્થાના રક્ષણને માટે મજબુતમાં મજબુત કિલ્લેબંદી છે એમ હું માનું છું. જે રાજાઓ અને કારભારીઓ આ દીર્ઘદૃષ્ટિવાળી રાજ્યનીતિ

અંગીકાર કરશે તેમને આવતો જમાનો વધાવશે, એટલું જ નહીં પણ તેમનાં સંતાનો પણ તેમની સ્તુતિ ગાશે. માઇસોર, ત્રાવણકોર, કોચીન, ને ઔંધ જેવાં રાજ્યો રાજસંસ્થાના આ પરમ હિતને માર્ગે ધપી રહ્યાં છે, તેમને ધન્ય છે. કાઠીઆવાડમાં પણ શ્રીમાન્ રાજકોટ–નરેશે વિશાળ મતાધિકાર પર રચાયેલી પ્રજાપ્રતિનિધિ સભા સ્થાપીને, અને પ્રશ્નો પૂછવાના, ઠરાવો રજૂ કરવાના, ઉપજ ખર્ચનું અંદાજપત્ર ચર્ચવાના, ધારાધોરણ પસાર કરવાના અને રાજ્યતંત્રને પ્રજા પ્રત્યેની જવાબદારીનું સતત ભાન રહે તે પ્રકારના જે ઉદાર અધિકારોની બક્ષીસ કરી છે તેને સારૂ તેમને આપણે અભિનંદીએ.

વાંકાનેરના ના. રાજ સાહેબે તથા ભાવનગરના સ્વ. મહારાજાશ્રીએ પણ પ્રજા પ્રતિનિધિ સભાનાં પ્રાથમિક પગલાં માંડીને જમાનાની જરૂરીઆત સ્વીકારી છે. પરંતુ હવે તો બન્ને સભાઓનો વિકાસ થવો ઘણો જરૂરનો છે. બન્ને રાજ્યતંત્રના અધિષ્ઠાતાઓ તેમની બુદ્ધિપ્રભા તથા રાજદ્વારી કુનેહ માટે જાણીતા છે. ભાવનગર કાઉન્સીલના પ્રમુખશ્રીએ તો કાઠીઆવાડનાં રાજ્યોમાં પ્રગતિશીલ રાજ્યતંત્ર તરિકે તે રાજ્યનો દરજ્જો હંમેશાં પ્રથમ રહ્યો છે તેનું સ્તુત્ય અભિમાન ધરાવી જાહેર કોલ દીધો છે કે પ્રગતિને પંથે ભાવનગર પહેલું જ રહેશે. વાંકાનેર, રાજકોટની પ્રગતિ લક્ષમાં લઇ તે કોલ પાળવાનું હું તેઓશ્રીને વિનયપૂર્વક યાદ આપું છું.

ભાવનગર અને રાજકોટની શહેર સુધરાઇનો વહિવટ પ્રજાને સોંપાયો છે અને એટલા નાના ક્ષેત્રમાં પણ લોકોને રાજ્યતંત્રના અનુભવ લેવાનો જે લાભ અપાયો છે, તે બીજાં અનેક નગરોને પણ મળે. અને વહિવટની શાળામાં પ્રજા ભણવા

લાગે, સહકાર, વ્યવસ્થા, સાર્વજનિક હિત, સહનશીલતા વગેરે ખીલવતાં શીખે એવો પ્રબંધ હું રાજસત્તાઓ પાસે માગું છું. વઢવાણની શહેર સુધરાઇ પ્રજાના હાથમાંથી પાછી ચાલી ગઇ જાણીને અફસોસ થાય છે.

સ્થાનિક સ્વરાજ્યનું સૂત્ર સ્વીકારી ચૂકેલાં રાજ્યો કેવળ શહેર સુધરાઇથી જ અટકી શકે નહીં. સુધરાઇના વહિવટની નાનાં શહેરોની માગણી માટે તેઓએ થોભવું ન ઘટે. જેમ કેળવણી માટે વણમાગી પણ શાળાઓ અપાય છે, તેમ રાજ્ય-પ્રકરણી કેળવણીની આ સુધરાઇઓ, લોકલ બોર્ડો, અને પંચાયતો રૂપી નિશાળો ખોલવી જ જોઇએ. પ્રજાના અગ્રેસરો સાથે મળીને રાજ્યોએ સઘળાં શહેરોને લાગુ પડતો સુધરાઇનો ધારો, તેમજ સઘળાં ગામડાંને પહોંચી વળતો પંચાયતોનો અને લોકલ બોર્ડોનો ધારો પ્રસિદ્ધ કરવો જોઇએ.

## જાહેર જીવનનું સ્વાતંત્ર્ય

દેશી રાજ્યોની પ્રજામાં મુકાબલે કાઠીઆવાડનાં બે ચાર રાજ્યોનું જાહેર જીવન વિકસતું જાય છે એમ કહી શકાય. જાહેર જીવનનો પ્રાણ છે વ્યક્તિસ્વાતંત્ર્ય : એટલે કે કાયદાની હદમાં રહીને પ્રત્યેક પ્રજાજન પ્રજાજાગૃતિની હિલચાલ કરી શકે. આ ઇશ્વરી બક્ષીસનો જે રાજ્યમાં સંપૂર્ણ ઉપભોગ કરવા દેવામાં ન આવે તે પાછળ પડતું ગણાય છે. પોતાની પ્રજા-માંથી ભીરૂતા, ચુગલીખોરી, ખુશામતખોરી અને ખટપટ ટળી જઇ નિર્ભય છતાં વિનયવંત મનુષ્યત્વ વિકસે, એ જોઇને જે રાજી થાય, પોતે ગુલામોનો કે દબાયેલા મનુષ્યોનો સ્વામી નહીં પણ પુરૂષસિંહોનો શાસક છે એવું અભિમાન ધરતી જેની છાતી ફુલતી હોય, તે રાજા આપણા વંદનનો અધિકારી ઠરશે.

જાહેર જીવનને પ્રાણવાયુ દેનાર તત્ત્વો આટલાં : સભા તથા મંડળની સ્વતંત્રતા : જાન તથા માલની સ્વતંત્રતા : વાણીની સ્વતંત્રતા : લેખનની સ્વતંત્રતા : વર્તમાનપત્રો છપાવવા મંગાવવાની સ્વતંત્રતા : પોતાના બચાવ અર્થે હરકોઇ વકીલને લાવવાની સ્વતંત્રતા : આ બધા તો માનવજાતના પ્રાથમિક હક્કો છે. એ તો બાલકને માટે માતાના ધાવણ જેવી વસ્તુઓ છે. એનો દુરૂપયોગ થાય તો સામાન્ય પીનલ કોડમાં એ દુરૂપયોગનો દંડ ફરમાવવાની સત્તા છે. તેમ છતાં, આજ, આમાંની એક, યા બીજી યા બધી સ્વતંત્રતા સામે ખાસ પ્રતિબંધ ન ખડો કર્યો હોય એવું કયું રાજ્ય છે ? મિત્રો, મારા જેવા બીનજોખમી માણસને પણ, ખાદીનું તથા દારૂનિષેધનું •કામ કરતાં કરતાં, અમુક વર્ષો પહેલાં એક સમર્થ રાજ્યની પોલિસને હાથે સહેવું પડેલું તે કદાચ યાદ હશે. સભાબંધીનો કાયદો તો આજે કયાં છે, તેના કરતાં કયાં નથી, એ જ પ્રશ્ન આપણે પૂછવાનો રહ્યો છે. ઉપરાંત, ખુદ ન્યાય-મંદિરની અંદર પણ અમુક રાજ્યોની અંદર આરોપીને ન્યાય મેળવવાનાં સાધનોથી ફરજીયાત વંચિત રાખવામાં આવે છે તેનું શું ? કાયદાશાસ્ત્રની સંપૂર્ણ પદવી ધરાવનારા વકીલોને પણ, કશો ગુન્હો બતાવ્યા વિના સનંદો નથી મળી શકી અને પરિણામે આરોપીઓને ઇન્સાફની છણાવટ વિષે અસંતોષ રહ્યો છે, એ જાણીને હું તો હેરત પામું છું. એ તો વ્યક્તિ–સ્વા-તંત્ર્યનો નહીં, પણ પરમ પવિત્ર ન્યાયનો લોપ લેખાય.

મુદ્રણાલયો કે વર્તમાનપત્રો ઉપરના અણઘટતા અંકુશો તો ઠેકઠેકાણે જોવામાં આવે છે. એથી નવા વિચારોની ઉત્પત્તિ અથવા પ્રચાર અટકતાં નથી–અને અટકયાં નથી–એ તો દીવા

જેવી જ વાત છે. રાજ્યોને કયાં ખબર નથી કે, તેઓની પાડોશમાં જ એજન્સી અને બ્રિટિશ હિન્દના સીમાડા ઉભા છે. ત્યાં પરિષદો ભરી શકાય છે, છાપખાનાં કાઢી શકાય છે, ને છાપાં પણ છૂટથી નીકળે છે. તે બધાંમાં તેમની સમાલોચના તો, તેમના પ્રતિબંધોની હાંસી કરતી ચાલુ જ છે. છાપાં હદપાર થાય છે તો પ્રજા રેલગાડીમાં, અથવા અડોઅડ ઉભેલી સરહદમાં જઈ તે વાંચી શકે છે. તો પછી એ વાયરા જેવી વસ્તુ સામે દ્વાર દીધે શો ફાયદો છે? તે કરતાં તો યુગબળનાં તત્ત્વોનો ઉદાર હૃદયે સ્વીકાર કરી, તેમને અપનાવી, આપણી સંસ્કૃતિનો તેમને સ્વાંગ પહેરાવી, તેમને વિનયશીલ અને જવાબદાર સ્વરૂપમાં શા માટે ન પલટી નાખવાં? દેશી રાજ્યનો કોઈ સંસ્કારી પ્રજાજન પોતાના રાજવીનું સન્માન સાચવી સંયમી અને મર્યાદિત વાણીમાં રાજ્યતંત્રની સમાલોચના કરે, તે તો ઉલટું રાજસત્તાને ભૂષણરૂપ છે. રાજા સાહેબોને વિનવવા કરતાં ખાસ કરીને તો હું રજવાડાંના તંત્રવાહકોને વિનવું છું કે તમારા ભોળા નૃપાલોને રાજદ્રોહ અગર અસંતોષના પડછાયાનો માયાવી ભય દેખાડી નિર્ભયતાની લહરીઓને ન અવરોધો, પણ ઉલટું તેઓને નકામા ફડકામાંથી મુક્ત કરી રાજા-પ્રજા વચ્ચે વિશ્વાસનું વાતાવરણ પ્રસરાવો.

## ગ્રામ્ય સુધારણા

(૧) પ્રજાની જાહેર સ્વતંત્રતાના પ્રશ્ન પરથી ઉતરી, આપણે પ્રજાનાં પ્રાથમિક સુખ-સગવડો તપાસવા રાજ્યોનાં ગામડાંમાં નજર કરીએ, તો ત્યાં ગ્રામ્ય સુધારણાનો સદંતર અભાવ જ ઘણું ખરું આપણને માલૂમ પડે છે. રાજ્યોની આવકનો મોટો મદાર ગામડાં ઉપર હોવા છતાં પણ, રાજસત્તાઓએ એને ઓરમાયાં

છોકરાં જેવાં શા માટે ગણ્યાં છે ? રસ્તાનું બાંધકામ લ્યો: એકાદ ગોંડળ જેવા અપવાદ શિવાય તો કોઇ પણ રાજ્યમાં ગ્રામ્ય રચનાને નામે પાકી સડકો બંધાતી નથી. ગાયકવાડી કાઠીઆવાડમાંથી પણ હવે એ ઉજ્જવલ ગ્રામ્ય સેવાનો અસ્ત થયો લાગે છે. સડકો બાંધવી તો રહી, પણ જે છે તેના રોદા સુદ્ધાં યે ભાગ્યે જ પુરાય છે. ચાહે તે ઠેકાણે જઇને કાઠીઆવાડની અસલી ધોરી સડકો જોઇએ, તો તેનો નાશ નજરે પડે છે. ચોમાસામાં રસ્તાઓ લગભગ અવ્યવહારૂ જ બની જાય છે. મોટાં રાજ્યોમાં સડકોનું સ્થાન તો વળતર આપનારી રેલ્વેઓએ લઇ લીધું છે. નાનાં રાજ્યોની એક કરતાં વધુ સરહદો પરસ્પર અટવાયેલી હોવાથી, તેઓની મજમુ સડકો, સંયુક્ત સુધારની ખેવનાને અભાવે નાબૂદ થઇ ગઇ છે. આજકાલ રસ્તાઓ ઉપર મુખ્ય ઘસારો તો રાજાઓની મોટરોનો જ હોવા છતાં, પોતાની સગવડ નિમિત્તે પણ રસ્તા સમારતા નથી. અને જ્યાં કયાંઇક થાય છે ત્યાં વળી તે રસ્તાઓના ખરા હક્કદાર ગાડાવાળાઓને જ ગાડાં હાંકવાનો પ્રતિબંધ થાય છે.

(૨) મોટે ભાગે ખેતી પરજ નભનારા કાઠીઆવાડને એકાદ અનાવૃષ્ટિનો સપાટો લાગતાં જ પાણી વિના રઝળવું પડે છે, કેમકે એ આસમાની સુલ્તાનીની સામે ટક્કર ઝીલવા માટે સારી વૃષ્ટિનાં પાણી સંઘરવા તળાવો નથી બંધાતાં, નદી નાળાંનાં પાણી રોકવામાં નથી આવતાં, અને કુવાઓ ગાળવાની મોટી યોજના નથી હાથ લેવાતી. ગોંડળ જસદણનાં મોટાં તળાવો અને રાજકોટ, જામનગર તથા વાંકાનેર ઇત્યાદિ તરફથી કુવા ગાળવામાં ખેડુતોને અપાતી સંગીન મદદોનાં અનુકરણ બીજે કયાં ય નથી દેખાતાં. ખેતરાઉ જમીનના સેંકડો નિર્જળ એકરો ઉપર

અમુક વર્ષે અમુક નવાણો તો ગળાવાં જ જોઇએ, એવી યોજના રાજ્યોએ હાથ ધરી, નબળા ખેડુતોને મદદ તેમજ તરતા ખેડુતોને પ્રેરણા આપવી જોઇએ.

(૩) વૃક્ષારોપણના વિષયમાં પણ, સુખડીને લોભે રાજ્ય જમીન ઝુંટવી લેશે એ બ્હીકે ખેડુતો નવાં ઝાડ રોપવામાં ઉદાસીન રહે છે. છતાં તેઓને ઝાડોના માલીકી હક્કો ઇત્યાદિ લાલચો બતાવી વૃક્ષારોપણની ચોક્કસ યોજના વાંકાનેર જેવા શિવાય બહુ થોડાએ જ ઉપાડી હશે.

(૪) મકાનોના અથ્રાટ હક્ક, ગામડાંને બંધ બેસતી કેળવણી, ગ્રામ્ય સુધરાઇ, ઇત્યાદિ નવાજેશોનો યોજના રૂપે તો કેવળ અભાવ જ દીસે છે. ત્રણ ત્રણ લાખની આમદાનીવાળા તાલુકાઓમાં વીસ વીસ ગામડાં વચ્ચે પણ એકાદ નિશાળ ન હોવાના દાખલા, ન માની શકાય તેવા છતાં મોજૂદ છે. એવા તાલુકાઓનું શિક્ષણ એજન્સીના હાથમાં હોવા છતાં, એજન્સી પોતાની વગ વાપરીને અને તાલુકાને શરમાવીને કશી પ્રગતિમાન યોજના વિચારતી નથી એ દુઃખની વાત છે. ગામડાંમાં વૈદ્યકીય સહાયનો અભાવ ટાળવા કોઇ કોઇ જ ઠેકાણે કેવળ ગોકળગાયની ગતિએ પ્રબંધો થાય છે તે દુઃખપ્રદ છે. રાજા સાહેબોને બીજી એક વાત યાદ આપીએ કે, તેમની સગીરાવસ્થા દરમ્યાનનાં એડમીનીસ્ટ્રેશનો, તેમને જ પૈસે, નિશાળો, ઉતારાઓ, પોલિસ લાઇનો, જળાશયો, ઇત્યાદિ થોડાં પ્રણ બાંધકામો ઉપાડીને જે યશ મેળવી જાય છે, તે યશથી રાજા સાહેબો ખુદ પોતાના જ રાજ્યવહિવટને શા માટે વંચિત રાખી એડમીનીસ્ટ્રેશનો કરતાં પોતાની કારકીર્દિને નિસ્તેજ કહેવરાવે છે?

આ બધું રાજ્યો તરફથી ન થાય ત્યાં સુધીને માટે ગ્રામ્ય

રૈયતના હૃદયમાં પોતાના ગામની સાફસૂફી, નવાણોનાં ગળાણ, વૃક્ષારોપણ, વૈદ્યકીય સામગ્રીનો કામચલાઉ સંઘરો, ઇત્યાદિ યોજના ઠસાવવાની પહેલ રાજકીય પરિષદની સમિતિઓ તરફથી જ ઉતરવી જોઇએ; અને ગામડાંનો આ પ્રાણપ્રશ્ન પરિષદ્ તથા ગ્રામ્ય રૈયત વચ્ચેની સ્નેહગાંઠ જેવો બનવો જોઇએ.

## ભાગબટાઇ કે વિઘોટી?

જેમ સમસ્ત હિન્દુસ્થાન તેમ આપણો સૌરાષ્ટ્ર પ્રાંત પણ ખેતીપ્રધાન છે, ખેડુતોનો જ દેશ છે. વકીલ, દાક્તર, અમલદાર, કારભારી, વેપારી કે કારીગર, એ બધા વર્ગના સમૂહ કરતાં ફક્ત ખેડુત અને ખેડુત ઉપર જ અવલંબી રહેલાં વસવાયાંનો સમૂહ અનેકગણો, આઠ દસ ગણો મોટો છે. વેપારી અને નોકરીયાત વર્ગ ધનના ઉત્પાદક નથી, તેમ જ શારીરિક શ્રમ કરનારા નથી. 'કણબી વાંસે ક્રોડ' એ કહેવતમાં કવિની અતિશયોક્તિ નથી, પણ કણબી એટલે ખેતીકારના ઉપર સોના તાગડધિન્ના છે, તેના ઉપર જ રાજાઓના અને તાલુકદારોના મોજશોખ અને ભોગવિલાસ છે, વકીલોના બંગલા અને અમનચમન છે, વણિકવર્ગનો વેપાર અને વહાણવટું છે, જાહેર કાર્ય કરનારાઓનું પોષણ અને પર્યટણ છે. કમનસીબે આ દેશમાં આજે ખેડુતનું ગૌરવ નથી રહ્યું. 'કૃષિગોરક્ષા' એ વૈશ્યનું કર્મ ગીતામાં ગણાવ્યું છે, છતાં આજે ખેતીકારોને લગભગ શુદ્રની કક્ષામાં ગણવામાં આવે છે. ક્ષત્રિય અને મુત્સદ્દી વર્ગ જેમ તેને ઉતરતી કોટિનો ગણે છે, તેમ જ વણિક વર્ગ તેને ગમાર ગણે છે, એટલું જ નહીં પણ, એ ત્રણે વર્ગો ખેતીકારને દાબવામાં, છુંદવામાં, ચૂસવામાં, નીચોવવામાં પોતાના બુદ્ધિ, શૌર્ય, વિદ્વતા અને ચતુરાઇ, તેમ જ ખેડુતનાં અજ્ઞાન, નિરાધારતા

અને ભૂમિને વળગી રહેવાની અતિશય લાલસાનો પૂરેપૂરો ઉપયોગ કે દુરૂપયોગ કરવા ચૂકતા નથી.

ખેડુતને માટે અને ખેડુતમાંથી ભાગ પડાવનાર રાજ્ય કે તાલુકદાર કે શાહુકારને માટે ભાગબટાઇ કે વિઘોટીનો એ પદ્ધતિમાંથી કઇ સારી, એ પ્રશ્નનો ઉકેલ સર્વસાધારણ રીતે નાનકડા કાઠીઆવાડમાં આજ પર્યંત આવી શક્યો નથી. કેટલાંક મોટાં રાજ્યોએ વિઘોટી દાખલ કરી છે, કેટલાંક હજુ ભાગબટાઇ ચાલુ જ રાખી છે, કોઇક રાજ્યે વિઘોટીની પદ્ધતિ ગ્રહણ કરી હતી છતાં, જ્યારે યુરોપીય લડાઇ પછી અનાજ કપાસના ભાવો ચડી ગયા ત્યારે, વિશેષ ધનલોભથી-અતિ લોભથી-તે પદ્ધતિ છોડી દીધી, અને પછી અમુક કિસ્સામાં તો ઉભા મોલે પણ ભાગબટાઇ ચાલુ કરી. સબળાની ને નબળાની ભાગીદારીમાં નબળાને જ સહેવાનું વેઠવાનું હોય છે. જેમ અસમાનતા વધારે, તેમ નબળાને સહેવાનું વધે. ૨૫-૫૦ લાખની વાર્ષિક ઉત્પન્નવાળા રાજ્ય અને એક બે સાંતીનો ખેડુત, એ બેનું ભાગીયું કેવું હોય? અથવા તો એક બે ગામના ધણી તાલુકદારનું અને પાંચ દસ વિઘાના ખેડુતનું ભાગીયું કેવું હોય? એ કેમ નભી શકે? રાજાને કે તાલુકદારને પોતાની પાઇ એકની મૂડી આપવી પડતી નથી. ખેડુતને પોતાનું બી લાવી, વરસતા વરસાદમાં ખેડ કરી, ખેતરમાં રાતવાસો રહી પાક પકવવાનો હોય છે. તેમાં રાજાની કે રાજ્યની કાંઇ પણ મદદ કે ભાગીદારીની મૂડી મળતી નથી. ઉલટું જ્યારે પાક તૈયાર થાય છે ત્યારે તેના ખળા ઉપર સખત ચોકી પહેરો રાખવામાં આવે છે. ખેડુત ભાગીદાર નહીં, પણ ચોર હોય તેમ તેની સાથે વર્તન રાખવામાં આવે છે. તેનાં

છોકરાં ભૂખે મરતાં હોય છતાં, જ્યાં સુધી રાજ્યનો તળાટી, તજવીજદાર, કે મામલતદાર પોતપોતાની ફુરસદે, પોતપોતાની સગવડે આવીને ભાગ પાડીને ખેડુતને તેનો હિસ્સો ઉપાડી જવાની પરવાનગી ન આપે ત્યાં સુધી, તેનાં છોકરાં તો 'શીંકાની ઢાંકણી' સામે તાકી તાકીને જોયા જ કરે છે. અને તેમાં યે જો કમોસમનો વરસાદ આવ્યો તો તો ગરીબ ખેડુતની પાયમાલીનો પાર જ રહેતો નથી.

ભાગબટાઇના ફાયદા મારા લક્ષની બહાર નથી. નાનો તાલુકદાર જે પોતાના એકે એક ખેડુતની સાથે ઘરોબો રાખી શકતો હોય, જાતે ભાગ પાડી આપી શકતો હોય, તો સારાં નરસાં વરસે ખેડુત અને તાલુકદાર બન્નેને આ પદ્ધતિથી લાભ છે. સુખદુઃખમાં તેઓ ભાગીદાર બને છે. પણ જ્યાં તાલુકદારને અથવા રાજ્યને પગારી નોકરોથી કામ લેવાનું હોય છે, જ્યાં સેંકડો ગામોનો ને હજારો ખેડુતોની સાથેનો વહિવટ કરવાનો હોય છે, ત્યાં આ પદ્ધતિ ખેડુતને દુઃખદાયી જ નીવડે છે. વળી ખેતરોમાં પાળા બાંધીને કે ખેડ ખાતરથી, ખેડુત જે કાંધ મૂકીને કે ગાંઠ ખર્ચીને સુધારા કરે, તેનો પૂરેપૂરો લાભ તો આ પદ્ધતિથી તેને ન જ મળે. ખેડુતનું વ્યક્તિત્વ તેની પોતાની જમીનની માલેકીના જ્ઞાનમાં ખીલવવું હોય, તેનું મનુષ્યત્વ વધારવું હોય, તો તેને રાજ્યનો ભાગીદાર નહીં પણ વિઘોટીદાર ખેડુત જ રહેવા દેવો જોઇએ. ભાગીદારીના ઓઠા તળે એને ગુલામ બનાવવા કરતાં રાજ્યને વરસ દહાડે અમુક રકમ આપીને અલગ રહેતો, આખું વર્ષ સ્વતંત્રતાથી મહાલનારો ખેડુત જ બનાવવામાં આવે તો, તે પોતાનો માલીક બનશે, અને તેની આર્થિક સ્થિતિ તેમજ તેનો આત્મા વિકસશે.

રેવન્યુ ખાતાના અમલદારો રાજભાગ અને ખેડુભાગ વહેંચતી વખતે, કેવળ નિષ્પક્ષપાતી અને ન્યાયની દાંડી જરા પણ નમવા ન દે તેવા જ બધા હોય છે એમ માનવું એ મનુષ્ય સ્વભાવથી ઉલટું છે. લુચ્ચા અને જુલ્મગાર અમલદારોથી ખેડુતોને બચાવવાનો એક મોટો માર્ગ એ છે કે વિઘોટીની પદ્ધતિ સમસ્ત કાઠીઆવાડમાં નાનાં અને મોટાં તમામ રાજ્યોએ, તાલુકાઓએ અને સાંથે આપનાર ખેડુતોએ પણ દાખલ કરી દેવી જોઇએ એમ કહેવાની હું હિમ્મત કરૂં છું. મારે પણ એમ કહેવું જોઇએ કે આદર્શ સ્થિતિ તો એ છે કે જમીનનો માલીક ખેડુત હોય અને રાજા જમીન જાનનો રખેવાળ હોય. રખેવાળી નિમિત્ત અમુક નાનકડી રકમ તે લ્યે અને પરોક્ષ રીતે રખેવાળીની કિમ્મત વળી રહે તો, ખેડુત પાસેથી સીધું કંઇ જ ન લ્યે.

## જમીનનો ગીરો વેચાણ હક્ક

ખેડુતને ખેડની જમીનનો તેમજ ગામના તેમના ઘરનો ગીરો વેચાણનો હક્ક મળવો જોઇએ કે નહીં? જ્યાં એવો હક્ક મળેલો છે ત્યાં તેનો ઉપયોગ ખેડુત પોતાના અને પોતાના વંશવારસોના કલ્યાણ અર્થે વાપરે છે કે નહીં ? આ હક્ક આપવાથી એકંદરે રાજ્યને–સ્ટેટને–નફો છે કે નુકશાન? આ આખો પ્રશ્ન બહુ ગૂઢ છે, મને અપરિચિત છે, અને તેનો બારીકાઇથી અભ્યાસ તો મેં છેલ્લા થોડા માસથી જ કરવા માંડ્યો છે. છતાં, મારા અભ્યાસની નોંધ તરિકે જ મારા વિચારો આપની પાસે રજુ કરવાની રજા લઉં છું. કોઇ વિશેષ અભ્યાસવાળા અને અનુભવી ગૃહસ્થ તેમાં ભૂલચુક હોય તે બતાવશે તો તેનો ઉપકાર માનીશ.

ગીરો વેચાણના હક્કના સંબંધમાં એક બીજાથી તદ્દન વિરૂદ્ધ એવા બે પ્રકારના મત પ્રતિપાદન કરનારાઓ છે. એક

મતવાળા કહે છે કે (૧) બધી જમીન રાજ્યની, એટલે સમસ્ત જનસમૂહની માલીકીની છે, જેના રાજ્યકર્તા ટ્રસ્ટી કે રક્ષક છે, તે ખેડુતની માલીકીની નથી. ખેડુત તો જ્યાં સુધી ખેડે અને રાજ્યભાગ આપે ત્યાં સુધી, અને રાજ્યની ઇચ્છા હોય ત્યાં સુધી, તેનો ફક્ત હંગામી કબ્જેદાર–'ઓકયુપંટ'–છે. વળી (૨) જો રાજ્યને તે ખેતરની કોઇ વધારે સાંથ આપનાર મળે તો, અથવા રાજ્યની (કે તાલુકદારની) સાંથ વધારવાની ગમે ત્યારે ઇચ્છા થાય ત્યારે, તેટલી સાંથ અસલ ખેડુત જો આપવાને ખુશી ન હોય તો, તેની પાસેથી તે ખેતરનો કબજો રાજ્ય લઇ લઇને વધારે સાંથ આપનાર બીજા કોઇ નવા ખેડુતને આપવાને હક્કદાર છે, એમ પણ આ મતવાળાઓનું કહેવું છે. ટુંકામાં, ખેડુતને તેના ખેતરની (કે ગામડાના ઘરની) જમીન ઉપર માલીક તરિકેનો કે બીજો કોઇ એવો હક્ક જરાએ નથી, એટલું જ નહીં પણ, વાર્ષિક સાંથ જો તે ન ભરી શકે, અથવા ગમે તેટલી વધારવામાં આવે તે સાંથ ભરવા નાખુશ હોય, તો તેણે ઘડીના છઠ્ઠા ભાગમાં જમીનનો કબજો સોંપી દેવો જોઇએ. આવી સ્થિતવાળા ખેડુતને મરજીયાત ખેડુત અથવા 'ટેનંટ એટ વિલ' કહેવામાં આવે છે.

કાઠીઆવાડના મોટા ભાગની–સેંકડે ૯૦ ટકા–જમીન ઉપરના ખેડુતોની આ સ્થિતિ છે. ગોંડળ રાજ્યના અને ગાયકવાડી પ્રાંતના બધા ખેડુતો અપવાદ રૂપે છે. મરજીયાત ખેડુતોને રાજાઓ કે તાલુકદારો પોતાની નિરંકુશ ઇચ્છા પ્રમાણે, કે હરકે ને તરકે, સ્વચ્છંદે, ઘણે ભાગે થોડા નાના તાલુકદારોના અપવાદ શિવાય, બદલતા નથી, એટલે કે હાંકી કાઢતા નથી, એ વાત જેમ સત્ય છે તેમ તેનું કારણ એવું છે કે, તેની રીતે

સ્વચ્છંદ ન વાપરવામાં બન્નેનો સરખો સ્વાર્થ રહેલો છે એ વાત ભૂલી શકાતી નથી. પણ આવા ખેડુતને હમેશાં રાજ્યની કે તાલુકાની બીક રાખવી પડે છે, રાજ્યને, રેવન્યુ અમલદારને પણ નારાજ કરવાની હિમ્મત તે કરી શકતો નથી, કારણ, તે જાણે છે કે તેને માથે મરજીયાત ખેડુતની સ્થિતિ રૂપી તલવાર હમેશાં લટકતી જ હોય છે, અને ક્યારે તેની ગરદન ઉપર તે પડશે તેની તેને રાત દિવસ ચિંતા રહે છે. સારી સુખડીને લોભે રાજ્ય કયારે તેની જમીન આંચકી અન્યને સોંપશે, તેનો ફફડાટ તે નિરંતર અનુભવે છે.

બીજા મતવાળાઓ એમ કહે છે કે જમીનના માલીક રાજ્ય નહીં, પણ ખેડુત છે. તે પોતાની જમીનને ચાહે તે કરવાને, વેચવાને, સાટવાને, ગીરો મૂકવાને કે કોઇને બક્ષીસ આપી દેવાને કે તેની ઇચ્છા હોય તો ફનાફાતીયા કરવાને પણ હક્કદાર છે. જેમ શહેરોમાંનાં ઘરો તથા નીચેની જમીન ઘરવાળાની છે, તેમ ખેતરની જમીન ખેડનાર ખેડુતની માલીકીની છે. અને રાજ્ય તો પરાપૂર્વથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે, રાજ્યભાગ માગી શકે અને એક વખત ૩૦, ૪૦ કે ૫૦ વર્ષને માટે અથવા તેથી પણ લાંબી મુદ્દત માટે, નક્કી કરેલી વિઘોટી, અથવા બહુ તો નક્કી કરેલો ચોથો, પાંચમો કે છઠ્ઠો ભાગ કર તરિકે માગી લ્યે. ખેડુતને ભીડ પડે કે સંકડામણમાં આવે ત્યારે જેમ પોતાના દાગીના વેચી શકે છે તેમ, પોતાની જમીનનો કટકો કે આખી જમીન પણ વેચવાને તે હક્કદાર છે; તેમાં રાજ્યની દખલ કે પરવાનગી ન હોવી જોઇએ એમ આ બીજા મતવાળાઓનું કહેવું છે. તેઓ દલીલ કરે છે કે દરેક માણસ પોતાની માલમિલ્કતનો સારો ઉપયોગ કરે છે

તેમ તે પણ, પોતાની જમીનનો સારો ઉપયોગ નહીં કરે, વેડફી નાખશે, તેના ઉપર ખુબ કરજે નાણાં કાઢશે એમ શું કરવા માની લ્યો છો ? તેઓને પોતાની માલમિલ્કત વ્હાલી નથી હોતી ? ખેડુતોને પોતાની જમીન છોડતાં તો બાળબચ્ચાં છોડી દેતાં દુઃખ લાગે તે કરતાં વધારે દુઃખ લાગે છે.

આ પદ્ધતિમાં દોષ જોનારાઓ કહે છે કે "ગાયકવાડી રાજ્યના અમરેલી પ્રાંતના ખેડુતોની શું દશા થઇ છે તે જરા જોઇ આવો અને પછી ખેડુતોના વેચાણહક્કની વાતચીત કરો. ત્યાં ઘણીખરી જમીનો ખેડુતોના હાથમાંથી વાણીઆઓના હાથમાં ચાલી ગઇ છે, અને ખેડુતો તો હવે વાણીઆઓને સાંથ ભરીને જ જમીન ખેડે છે, અને આગળ કરતાં ચાર પાંચ ગણી સાંથ ભરે છે, તે જોઇ આવો." બીજે સ્થળે ગોંડળ રાજ્યના ખેડુતોની શું સ્થિતિ થઇ છે તે તપાસીએ. તે રાજ્યના માજી દીવાન પટવારી સાહેબના કહેવા પ્રમાણે, ત્યાં સત્તાવીસ વર્ષના અરસામાં ફક્ત ૩ ટકા જમીનનાં વેચાણ થયાં છે, ખેડુતો આગળ કરતાં સુખી થયા છે, અને પોતાની જમીનમાં પુષ્કળ સુધારા કરીને તેમાંથી બને તેટલો વધારે પાક લેવાને ખેડ, ખાતર અને જાતમહેનત કરી રહ્યા છે, અને રાજ્યને તેમાંથી જરાયે નુકશાન નથી, બલ્કે ફાયદો છે.

હવે, ખેડુતને ગીરો વેચાણનો હક્ક હોય તો, અથવા આપવામાં આવે તો તેથી, ખેડુતને પોતાને અને રાજ્યને શું લાભ કે હાનિ છે તેનો વિચાર કરીએ. પ્રથમ ખેડુતની દૃષ્ટિએ વિચારીએ.

બાળકના હાથમાં હીરો આપીએ કે સોનાનો ભારે દાગીનો તેને પહેરાવીએ અને પછી રેઢો મૂકીએ તો તેને આપેલી

કીમ્મતી ચીજ તે ગુમાવી નાંખે, કે કોઇ લુચ્ચો તેની પાસેથી મીઠાઇ આપીને પડાવી લ્યે એ વાતનો જેટલો સંભવ છે તેટલોજ સંભવ જે ખેડુતો પોતાનો સ્વાર્થ સમજી શકે નહીં તેવા અજ્ઞાન અને ભોળા હોય છે, જેને બુદ્ધિમાન્ પણ સ્વાર્થ-સાધુ પુરૂષો કાયદાની આંટીઘુંટીમાં લાવી સ્હેજે છેતરી શકે, જે છેક ભોળા, અતિ વિશ્વાસુ અને સ્હેજે ફસાઇ પડે એવા હોય, તેમને માટે પોતાની જમીન ગીરો મૂકવાનો કે શરતી વેચાણ કરવાનો કે વેચી નાખવાનો છે અને વેચાણ કરતાં ગીરોની પદ્ધતિ તો વધારે બુરી છે. એકદમ થયેલું, પ્રમાણિકપણે થયેલું ચોકખું વેચાણ તે સારૂં. પણ શરતી વેચાણ કે ભારી વ્યાજના દરના દબાણવાળું ગીરો તો ખેડુતને રીબાવી રીબાવીને મારે છે.

મારી ભીલ કોમ-જેને અતિ વિશ્વાસુ, અજ્ઞાન, ભોળી, ભવિષ્યની ચિંતા રહિત એ બધાં વિશેષણ લાગુ પાડી શકાય-તેનો દાખલો આપું. પંચમહાલમાં ૧૯૦૧ સુધીમાં ગીરો વેચાણના હક્કને લીધે, તેમના હાથમાંથી તેમની કુલ જમીનનો ત્રીજો હીસ્સો ચાલ્યો ગયો, અને તે ત્રીજા ભાગના ખેડુતો જમીનના માલીક મટી, વ્હોરા, વાણીઆના ગણોતીઆ કે વાડીઆ બની ગયા. પછી આવ્યો છપ્પનીઓ. તે દુષ્કાળનાં અને બીજાં નબળાં વર્ષોમાં બાકીના એ તૃતીયાંશ ભીલોથી સરકારનું એ ત્રણ વર્ષનું મહેસુલ ભરી શકાયું નહીં, અને તેથી તેમની બધાની જમીનો સાધારણ નિયમો આધારે જપ્ત થવાને પાત્ર થઇ ચુકી.

તેટલામાં જમીન મહેસુલના કાયદામાં સરકારે અમુક ફેરફાર કરવાનું ઠરાવ્યું, જેથી એમ ઠરાવવામાં આવ્યું કે જો ખેડુત પોતાની જમીનનો ગીરો વેચાણનો હક્ક રાજીખુશીથી

છોડી દે તો, તેનું ચડેલું મહેસુલ માફ થાય અને ભવિષ્યમાં તેની જમીન વેચાઇ જવાની કાયમની ચિંતા તેને માથેથી ટળે. કેટલાકને સરકારની આ નીતિ વક્રનીતિ લાગી—સાકર આપીને કડલી કાઢી લીધા જેવી લાગી. મુંબાઇની ધારાસભામાં કોલાહલ મચ્યો. ફીરોજશાહ મહેતા વગેરે લોકપક્ષના નાયકોએ સખ્ત વિરોધ કર્યો. બહુ જ સંક્રામણમાં હતા તેવા થોડાક સમજુ ખેડુતોએ આવી રીતે સ્વખુશીથી ગીરો વેચાણના હક્કને જતો કર્યો. પણ ભોળા ભીલ લોકોમાંથી મોટા ભાગે—લગભગ બધાએ—સરકારી માણસોની સમજાવટથી આ હક્ક કાયમનો જતો કર્યો. પણ આ ત્યાગથી-સમજથી કે અણસમજમાં કરેલા આ ત્યાગથી—તે કોમને તો નુકશાન થયું નથી બલ્કે લાભ જ થયો છે. તેમના હાથમાંથી જમીન જતી રહેતી બચી ગઇ છે, અને તેથી તેમની શાખને પણ ધોકો પહોંચ્યો નથી, કારણ કે તેમની શાખ તો તેમની જમીનની બાંહેધરી ઉપર ન હતી, પણ તેમના પ્રમાણિકપણા ઉપર જ હતી.

ભીલ જેવી બાળક જેવી ભોળી કોમને ગીરો વેચાણનો હક્ક તેમના દુશ્મનનું કામ સારે. પણ સમજુ ખેડુતને, બુદ્ધિમાન્ અને ગણત્રીબાજ ખેડુતને આવી ભીતિ રહેતી નથી. તેના અણસમજથી તેની જમીન ચતુર શાહુકાર પચાવી લેશે એવી તેને ચિંતા રહેતી નથી. તે તો છેતરી શકે તેવા માણસને પોતાની નજીક પણ નહીં આવવા દે. તેનામાં માલીકીનું ભાન હોય છે, તેથી તે તો સો ગળણે ગળીને પીએ એવો હોય છે. આવા ખેડુતને ગીરો વેચાણનો હક્ક હોય, અગર આપવામાં આવે તો તેથી, તેને જમીન ગુમાવી બેસવાની જરા યે દહેશત હોતી નથી. ઉલટું તે તો પોતાની જમીન સુધારી, તેને સરખી

કરી, બંધ અને પાળા બાંધી, ખેડ ખાતર કરી, વધારે પેદાશ થાય તેવી બનાવે છે અને તેનાથી વધારે સુખી અને સમૃદ્ધિવાન્ થાય છે.

હવે રાજ્યની દષ્ટિથી આ પ્રશ્ન તપાસીએ. જમીન જાતે ખેડ કરનારાના જ હાથમાં રહે, અને વાણીઆ કે ધનિક વર્ગના હાથમાં જતી ન રહે તે બાબતને માટે રાજ્ય જરૂર કાળજી રાખે જ. તે સાથે નિરૂદ્યમી, સાધનહીન અને દરિદ્ર ખેડુતના હાથમાંથી સારા ખેડુતના હાથમાં જમીન જાય તો, તેમાં રાજ્યને કાંઇ નુકશાન નથી, અને ખેતી સુધરે તેમાં એકંદર લોકકલ્યાણ વધે. રાજ્યે ચિંતા રાખવા જેવી બાબત એ જ છે કે જાત મહેનત ન કરનાર, શહેરમાં દુકાને પલાંઠી મારી બેસી રહેનાર ધનિકના હાથમાં જમીન ન ચાલી જાય. ઉપરની મલાઇ ખાઇ જાને નીચેનું સત્વહીન દૂધ ગણોતીયાને, રાત દિવસ ખેતરમાં સ્વહસ્તે મજુરી કરી અનાજ પકવનારને અને તેનાં બાળબચ્ચાંને જાય, એવી સ્થિતિ ન થવા દેવાની કાળજી રાજ્ય રાખે તો તે વ્યાજબી છે. પણ આવી કલ્યાણકારી કાળજી રાખવાની અને ચંચળતા બતાવવાની બદલીમાં, પોતાની તકલીફ બચાવવાને એવો જ હુકમ કાઢે કે કોઇ ખેડુતને જમીનની માલીકીનો હક્ક છે જ નહીં, ફક્ત ખેડ હક્ક છે, તો તેની ભીડને પ્રસંગે પણ, સંજોગવશાત્ નબળાં વર્ષોને લીધે, કે દૈવી આફતથી મુંઝવણ આવી હોય તેમાંથી, પોતાની સ્થિતિ સુધારવાને અર્થે પણ, તે જમીનનું એક વિઘું પણ વેચી શકે નહીં, તો પછી તે જમીન તેને ઓઢવાની કે પાથરવાની કે શું કામની રહી ? નિબંધવાળો વેચાણહક્ક જો હોય તો તેનાથી થતી ઉપજથી અને નબળા ખેડુત પાસેથી સાધનસંપન્ન ખેડુત પાસે

જમીન જવાથી સમાજને અને આડકતરી રીતે રાજ્યને લાભ થાય છે. આવી રીતે પંજાબમાં, બિહારના સંતાલ પરગણામાં હાલ છે અને નવસારીમાં કાળીપરજમાં એક વર્ષ પૂર્વે હતો તેવો સંકુચિત ગીરો વેચાણનો હક્ક હોય–ગાયકવાડી અમરેલી પ્રાંત જેવો કોઇ પણ જાતના નિર્બંધ વિનાનો નહીં–તો તેથી રાજ્ય અને ખેડુત બન્નેને લાભ થવાનો સંભવ રહે છે, એ નિર્ણય ઉપર હું તો આવ્યો છું.

પણ આ બાબત ઉપર અનુભવી પુરૂષોની એક કમીટીએ બેસી પુખ્તપણે વિચાર કરવાની, ઘણે સ્થળે ફરી ફરીને અને જુદા જુદા વર્ગના મત લઇને નિર્ણય આપવાની ખાસ જરૂર છે.

આ સંબંધમાં મહીકાંઠાના પોલીટીકલ એજન્ટ મેજર મીકે થોડા વખત પહેલાં, તથા લોર્ડ ઇરવીને તાજેતરમાં રાજકોટમાં તાલુકદારોને સલાહ આપી હતી કે તમારા ખેડુતને ગીરો વેચાણનો હક્ક આપો, તે વિચારવા યોગ્ય છે.

## વેઠ-બીગાર

વેઠ એ પણ ગુલામીના એક બીજા અવશેષ જેવી આપણે ત્યાં રહેલી છે, અને સત્તાધીશો તેને પોતાની સત્તાના, અધિકારના મહાન ચિહ્ન તરિકે, વારસામાં મળેલી અમૂલ્ય વસ્તુ તરિકે સાચવી રાખે છે. આટલા ઉપરથી જ ઇન્ડીઅન પીનલ કોડના કર્તા મેકોલેએ ગુલામી સંબંધની કલમોની છેવટની ૩૭૪મી કલમથી ધારાપોથીમાં સ્થાપિત કર્યું છે કે:

**જે કોઇ શખ્સ બીજા પાસે તેની મરજી વિરૂદ્ધ, મજુરી (વેઠ) ગેરકાયદે કરાવશે, તેને એક વર્ષ સુધીની સાદી કે સખ્ત કેદની શિક્ષા કરવામાં આવશે, અથવા તેનો દંડ કરી શકાશે, અથવા દંડ અને કેદ બન્ને શિક્ષા થશે.**

આપણાં રાજસ્થાનોમાં બધે ય ઇન્ડીઅન પીનલ કોડ અમલમાં છે, પણ તેમણે આ કલમ પોતાની હદમાંથી હદપાર કરી છે. 'તે અમને માન્ય નથી' એમ તેમણે પોતાની કાયદાપોથીમાં જાહેર કરેલું જાણવામાં નથી; પણ આવી વેઠ—પછી તેના પૈસા આપવામાં આવે કે નહીં તે મોટો સવાલ નથી—કયા રાજા, કયા તાલુકદાર, કયા નાના મોટા અમલદાર નથી કરાવતા, પોતાના હક્ક તરીકે સ્થાપિત નથી કરતા અને 'વેઠ ન કરાવીએ તો રાજ્ય ચાલી શકે નહીં' એવી બાલીશ દલીલ નથી લાવતા ? વેઠે કરાવેલ કામનો બદલો—મજુરી કે સીધા સામાનના પુરા કે થોડા પણ પૈસા-ક્વચિતજ મળે છે, એ તો જગજાહેર વાત છે. પણ મારો વાંધો તો વેઠના તત્ત્વની જ સામે છે. એ ધારાપોથીના મીમાંસક સર હરિસિંગ ગૌર કહે છે કે "કોઇને—રાજ્યને પણ—કોઇપણ માણસ પાસેથી તેની મરજી વિરૂદ્ધ કામ લેવાનો અધિકાર નથી."

તો પછી, ખેડુત ભર ચોમાસે પોતાના ખેતરમાં ખેડતો હોય ત્યારે તેનાં હળ છોડાવીને અમલદાર પોતાને ગાડે જોડવા બળદ લઇ જાય, અમલદારની સવારીને દૂધ જોઇતું હોય ત્યારે લોકની ભેંસો તેને ઘેરથી છોડાવીને તેના તંબુ પાસે બંધાવાય, આ પરિષદની પ્રથમ બેઠક રાજકોટમાં સને ૧૯૨૧માં ભરાણી હતી ત્યારે એક પ્રતિનિધિએ જણાવ્યું હતું તેમ, એક તાલુકદારના બાળકુંવર માટે ધાવને પણ તેના છોકરા પાસેથી વછોડાવી વેઠે લઇ જવામાં આવે, ત્યારે આવી વેઠ લેનારા અમાનુષી કૃત્ય કરનારા, ડગલે ડગલે ફોજદારી ગુન્હા કરે છે અને સખ્ત કેદને પાત્ર થાય છે એમ કહ્યા વિના ચાલતું નથી. આ ગુન્હા પોલિસ તજવીજ કરી શકે તેવા (cognizable) છે, છતાં પોલિસ ખાતું તેની નોંધ શું કરવા લ્યે ?

રાજા મહારાજાઓએ તથા એજન્સીના અમલદારોએ પોતપોતાના પ્રદેશમાં વેઠ નાબુદ કરવી જોઇએ. પ્રજાવર્ગને મારી નમ્ર-વિનતિ છે કે તેમણે વેઠ કરવાની ના પાડી, જે દુઃખ પડે તે સહન કરવા તૈયાર થવું અને આ ગુલામી રિવાજમાંથી મુક્ત થવાની હિમ્મત બતાવવી.

## કાઠીઆવાડી રેલ્વેઓ

પચ્ચીસ લાખની નાનકડી વસતિ ઉપર કોડીબંધ રાજ્યકર્તાઓનું શાસન છે, રાજ્યતંત્રો છે. તે રચનાથી જે દૃષ્ટિ, જે ખટપટ, જે સાંકડાં મન આપણાં થયા છે, અને થાય છે, અને ભવિષ્યમાં થયાં જશે, તેજ નિયમને આધારે, આપણી રેલ્વેનાં તંત્રની નીતિનાં પરિણામો પણ આવ્યાં છે. કુલ ૧૦૨૮ માઇલની આપણી બધી રેલ્વેઓ, તેમાં છ જુદાં જુદાં તંત્રો. ભાવનગર, ગોંડળ, જુનાગઢ, પોરબંદર, જામનગર, અને બી. બી. સી. આઇ. રેલ્વે કંપની. એ દરેકનો વહિવટ, મેનેજર, ઉતારૂ પ્રત્યેનો વર્તણુક જુદાં જુદાં. ભૂત કાળમાં નાના નાના વહિવટો રમણીય લાગતા હશે, પણ આ નવા યુગમાં તો તે અસંગત લાગે છે, ખર્ચાળ છે, અને રેલ્વેને કમાણી કરી દેનાર મુસાફરો અને વેપારીઓને તેનાથી ત્રાસ ઉપજે છે. દરેક મુસાફર તો મુસાફરી પુરી થઇ એટલે વેઠેલા ત્રાસ ભૂલી જાય છે, અને જીવન-કલહમાં પડેલા માણસોમાંથી એવી જનસમૂહને લગતી બાબતની ચીવટાઇથી "પારકી પીડા' કરનારા બહુ થોડા હોય છે. પગે ચાલીને દ્વારકા જનાર દરેક મુસાફર પાસેથી કાચરાના સાલથી લેવાતો બાર આનાનો કર, રેલ્વે થયા પછી પણ લેવામાં આવતાં તેના વિરૂદ્ધ પોકાર કરનારા રાજકોટના વકીલ ભાઇ રામજીભાઇ જેવા વિરલા પુરૂષો જ હોય છે.

જુનું બી. જી. જે. પી. રેલ્વેનું વહિવટ–તંત્ર આ વખતે મને બહુ યાદ આવે છે. તે વખતે તેના વહિવટદાર નોકરોને–મેનેજર, એંજીનીયર, અને ટ્રાફીક ખાતાવાળાઓને જેટલી સ્વતંત્રતા હતી તેટલી કદાચ આજે માલીક રાજ્યો આપવા ન ઇચ્છે, પણ દરેક માલીક રાજ્યના પ્રતિનિધિત્વવાળી નાની કમીટી રેલ્વેના વહિવટ ઉપર અંકુશ રાખીને, બધો રેલ્વેનો કારભાર એક કેમ ન કરી શકાય તે સમજાતું નથી. બ્રિટિશ હિન્દમાં હજારો માઇલની મોટા માપની રેલ્વેઓ એકેકો મેનેજર સંભાળી લ્યે છે, અને સંભાળી શકે છે અને મુસાફરો તથા વેપારીઓની સગવડનો વિચાર તેના તંત્ર દ્વારા કરી શકે છે, તો પછી ૧૦૨૮ માઇલ જેટલા નાનકડા વિસ્તારવાળી અને નાના માપની રેલ્વે એક મેનેજર–વહિવટદાર–થી ન સંભાળી શકાય ? તેની સત્તા ભલે નિયંત્રિત કરો, પણ બધું તંત્ર એક ઠેકાણે હોય, એક ઓફિસમાં હોય તો તેથી, ખર્ચ પણ ઓછો થશે, ઉતારૂઓ સંતુષ્ઠ રહેશે, વેપારીઓને નુકશાન ઓછું થશે અને માલીક રાજ્યોને વિશેષ કમાણી થશે.

વળી આ તંત્રને અંગે પ્રજાજનોએ એક એડવાઇઝરી કમીટી –સલાહકાર સમિતિ–બનાવી લેવાની અત્યારે ખાસ અગત્ય છે. આ સમિતિ પોતાના એક, બે કે વધારે ફરતા માણસો રાખી, ઉતારૂ અને વેપારીઓની દાદ ફરિયાદ સાંભળે, તપાસે, અને યોગ્ય ઠેકાણે તે પહોંચાડે.

આવું મંડળ રેલ્વે અને ઉતારૂઓની વચ્ચે એક મધ્યસ્થ તરિકે કામ કરે, અને ખરી હકિકતો બહાર લાવી, જરૂર પડે ત્યારે રેલ્વે બોર્ડ સુધી પણ પહોંચાડે, અને છેલ્લા ઉપાય તરિકે કેસો પણ લડે. અખિલ હિન્દની બધી રેલ્વેના વહિવટદારોએ

તો પોતાને સલાહ આપવાને માટે નવા ખાસ મંડળો બનાવીને તેમને આમંત્રણ કર્યાં છે, તેમ અહીંના પણ હાલનાં જુદાં જુદાં ૭ તંત્રો છે તે કેમ ન કરી શકે? પણ અનિયંત્રિત એક મનુષ્યની શાસનસત્તાના મતવાળાઓને આ ઘુંટડો ગળે ઉતરવો મુશ્કેલ માનીએ, તો પછી આપણે જ અખિલ કાઠીઆવાડની રેલ્વેઓ માટે એવી સમિતિ રચી લઇને, હાલ તો આપણું કામ રોડવવું જોઇએ.

## રાજાઓનો ધર્મ

છેલ્લાં પાંચ વર્ષમાં આપણા રાજા સાહેબોમાં જે એક નવો વ્યામોહ વ્યાપ્યો છે, તેનો વિચાર કરતાં મને નામદાર શ્રીનિવાસ શાસ્ત્રીનાં વચનો યાદ આવી જાય છે: 'ઘણાં વર્ષો સુધી કારાવાસ ભોગવી કોઇ માણસ એકાએક છુટકારો પામે અને જે લાગણી અનુભવે–સ્વચ્છંદે વિહરવાનો જે ઉન્માદ તેને વ્યાકુળ બનાવી મૂકે–તેવી કંઇક લાગણી, તેવો કંઇક ઉન્માદ આપણા રાજાઓમાં અત્યારે વ્યાપી રહ્યો હોય, એમ મને લાગે છે. આજે કેટલાયે રાજાઓ તેમના રાજ્યમાં તો બિલકુલ દેખાતાજ નથી. રૈયતના પૈસાથી પૃથ્વીમાં જ્યાં જ્યાં મોટા મોટા ભોગવિલાસ ખરીદી શકાય ત્યાં જ તેઓ ભટકતા દેખાય છે....... બ્રિટિશ અફસરની સત્તા જરાક શિથિલ બને ત્યાં તો, તેઓ તેમનું રાજ્ય અને રાજનગર છોડી, બસ તત્કાળ લંડન અને પેરીસના પ્રવાસે નીકળી પડે છે અને ત્યાં ઉડાઉગીરો તરિકે, સહેલશોખી અને વિલાસપ્રિય રાજવીઓ તરિકે, આખા યુરોપમાં નામના કાઢે છે!'

આપણે જોઇએ છીએ કે લડાઇ પછીની અપૂર્વ મોંઘવારીમાં ગરીબ શિક્ષકોના પગારોમાં નજીવા વધારા કરવાની

કે નવાં સમારકામ કરવાની દરખાસ્ત જ્યારે એજન્સી તરફથી મૂકાય છે ત્યારે, વિલાસઘેલા તાલુકદારો પોતાના બજેટ ઉપર અસહ્ય બોજો પડતો કહી, વરાડ આપવા ના પાડે છે. રાજાઓને હું પોકારી પોકારીને કહું છું કે જમાનાનું ધસતું આવતું પ્રજાબળ તેમને જબરદસ્તીથી ફરજ પાડે તે અગાઉ તેઓએ જ સ્વ. સિંધીયા મહારાજની દુરંદેશી વાપરી, પોતાનું ઘટિત સાલીઆણું પોતાની જ મેળે ઠરાવી દેવું જોઇએ: અને એ ઠરાવ્યા પછી પોતાનાં અનેક અંગત ખર્ચોને રાજ્યખર્ચ ખાતે મંડાવવાની જે પદ્ધતિ અત્યારે ચાલી રહી છે, તેનો પણ ત્યાગ કરવો જોઇએ.

## અંત્યજ ભાઇઓ

હવે કેટલાક સામાજીક સુધારાના પ્રશ્નો ઉપર નજર નાંખી જવાની આપની રજા લઉં છું. પ્રથમ અંત્યજ ભાઇઓનો પ્રશ્ન. આપણી ગઇ પરિષદની બેઠકે અંત્યજ કાર્ય માટે સમિતિ નીમી હતી. તેણે જે કાર્ય કર્યું છે તેનાથી પૂર્ણ સંતોષ તો મારા જેવાને ન થાય, તો પણ તે ધન્યવાદને પાત્ર છે. છતાં એ કાર્ય-આપણા જનસમાજ ઉપર, આપણા સમસ્ત પ્રાંતના લોકોના થી દૃષ્ટિકોણ ઉપર જીવ જેવી અસર તો નથી જ થઇ. મહાત્મા ગાંધીના આ પ્રદેશમાં ગુજરાત, દક્ષિણ અને બીજા પ્રાંતો કરતાં ઓછી અસ્પૃશ્યતાની આશા આપણે જરૂર રાખીએ, પણ તેમાં જરૂર નિરાશ થઇએ એવું વાતાવરણ હું તો જોઉં છું. સાત વર્ષ પહેલાંના કરતાં વાતાવરણ સુધર્યું કહીએ, પણ અંત્યજોને અડવાની કે ગામના જળાશયે પાણી ભરવાની કે મંદિરોમાં સર્વના દેવના દર્શને જવાની પરવાનગી મળ્યાનો એક પણ દાખલો જાણવામાં આવ્યો નથી. છતાં અંત્યજો

પ્રત્યેની ઘૃણા અને તિરસ્કાર એછાં થતાં જાય છે. તેમનાં બાળકોને માટે શાળાઓ, રાજા કે રૈયત તરફથી ખોલાતી જાય છે. કયાંક કયાંક તેમને ઔષધ પાણી પણ મળે છે. પણ આટલું બસ નથી. કીડી વેગે ચાલતી સુધારણા પૂર્ણ થતાં સૈકા લાગે. તેટલી રાહ જોઇ શકાય તેમ નથી. દક્ષિણ આફ્રિકામાં વસતા આપણા ભાઇઓને અંત્યજ સમાન ગણી વહાણ ભરી ભરીને પાછા મોકલવાની વાતો સાંભળીએ છીએ છતાં આપણી આંખો ઉઘડતી નથી; પાપનું પ્રાયશ્ચિત ભોગવીએ છીએ, છતાં પાપમાંથી નિવૃત્ત થતા નથી; ભૂતકાળમાં કરેલી ભૂલમાંથી ધડો લેતા નથી; એ અત્યંત દિલગીરીની વાત છે. અંત્યજોને આપણે સાધારણ જનસમૂહના હક્કો જ્યાં સુધી ન આપીએ ત્યાં સુધી, તેમનાં બાળકો માટે ખાસ શાળાઓ, તેમને પાણી પીવા ખાસ કુવાઓ, દવા મેળવવાની સગવડ: એવી બાબતો પણ કેવળ ભૂતદયાની દૃષ્ટિએ પણ તેમને ન આપી શકીએ ? મોટાં રાજ્યો—આગળ પડતાં રાજ્યો પણ—તેમનાં બાળકો માટે શાળાઓ, પોતાના તરફથી ન કાઢી શકે ? કાઠીઆવાડના પ્રજાજન, વાણીયા બ્રાહ્મણો આ બાબતમાં સ્થિતિચુસ્ત રહે, પણ રાજપુત, કાઠી અને મુસલમાન બાંધવો પણ તેટલા જ સ્થિતિચુસ્ત અને પુરાણપ્રિય રહેશે ?

## મદ્યપાન નિષેધ

ભાવનગર, પાલીતાણા, જસદણ, લીંબડી વગેરે રાજ્યોમાં દારૂબંધી થયેલી છે; અને બીજાં રાજ્યોને સારો દાખલો બેસાડ્યો છે તેથી કોને અભિમાન ન થાય ? બ્રિટિશ હિન્દમાં પણ આ રાજ્યોના દાખલાઓ ટંકાય છે. એજન્સીનાં થાણાંઓમાં પણ કયાંક કયાંક દુકાનો ઉઠાડી મેલી, આ દારૂબંધીને ઉત્તેજ-

વામાં આવે છે, પણ જ્યાં બધાં જ રાજ્યો એક બીજા સાથે ફુલગુંથણીથી જોડાયેલાં પડયાં હોય છે, ત્યાં પાંચ સાત રાજ્યોની બંધીથી જોઇતું શુભ પરિણામ ન આવે, બલ્કે તેમને પોતાના પ્રદેશમાં ચોરીછુપીથી દારૂની આયાત અટકાવવામાં વધારે માણસો, વધારે રક્ષક સિપાહીઓ રોકવા પડે. આવી લગભગ સર્વસામાન્ય બાબતમાં પણ બધાં રાજ્યો એકઠાં થઇ, એકસરખી દારૂબંધીની નીતિ ન ગ્રહણ કરી શકે? બધાં નાનાં મોટાં રાજ્યો પોતપોતાનાં સંસ્થાનમાં આ નીતિ દાખલ કરે તો, પછી ગાયકવાડ સરકાર અને એજન્સી પણ પોતપોતાની મર્યાદામાં દારૂબંધી કર્યા વગર ન રહે. ભાવનગર કે પાલીતાણા કે લીંબડી જેવું રાજ્ય આવી બાબતમાં બીજા રાજાઓને અનુરોધ કરી તેમના મતો જાણી લઇ, સમસ્ત કાઠીઆવાડમાં, નિદાન તેના મોટા ભાગમાં બંધી કરાવવા માટેનો ઝંડો ન ઉપાડી લ્યે? હું નથી માનતો કે જે રાજાએ પોતાના પ્રદેશમાં દારૂબંધી કરી હોય, તે એક પગલું આગળ વધી પોતાના બીજા ભાઇઓને તેમ કરવાને વિનતિ કરવામાં પાછી પાની કરે.

## કન્યાવિક્રય

આ બધી સામાજીક બદીઓમાં આપણાં રોમાંચ ખડાં કરનારી કન્યાવિક્રયની પ્રથાને વિચારતાં તો બુદ્ધિ કાંઇ કામ જ કરી શકતી નથી. રાજા મહારાજાઓના દોષો કાઢનારા આપણે પ્રજાજનો, અને તેમાં પણ આપણે ભણેલ ગણેલ ઉજળીઆત કહેવાતી કોમોના ભાઇઓ આજે કેવી અમાનુષી બીના ઠંડે પેટે ચાલવા દઇએ છીએ, તેનો ખ્યાલ આપણને શું સ્તબ્ધ બનાવી નથી દેતો? દીકરા દીકરી મિલ્કતની ચીજો લેખાતી અને લોકો પોતાનાં બાળબચ્ચાંને ખુલ્લી રીતે વેચી

શકતાં, એ જે જમાનામાં ચાલતું હતું, તે જમાનાનો અવશેષ આ કન્યાવિક્રય! અને તેને એક સામાન્ય કુચાલ તરિકે જ આપણે આ યુગમાં સાંખી લઇએ છીએ! મને લાગે છે કે પોતાનાં ધારાધોરણોને ન પળાવી શકતી નિર્વીર્ય જ્ઞાતિ–સંસ્થાઓ ઉપર આવા કાળા કેર અટકાવવાનો આધાર રાખવો છોડી દઇ, હવે તો આપણે રાજસત્તાઓને જ વિનવી નાખવું જોઇએ કે તેઓએ આ સંતાન–વેચાણની અધમ ગુલામી–પ્રથા સામે કડકમાં કડક કાયદા કરવા ઘટે છે. આ જાતની વિનતિ રાજસત્તા પાસે પોકારતાં મને આઘાત થાય છે, કેમકે એ આપણી સામાજીક નીતિની, અને સામાજીક સંગઠ્ઠનની કજેતી છે. પરંતુ બીજો ઇલાજ નથી.

## ખાદી

ખાદી એટલે કાંતવા વણવાના ઉદ્યોગ બાબત વિશેષ કહેવાની જરૂર કાઠીઆવાડમાં તો ન હોય. પણ અમરેલીના ખાદી કાર્યાલયનો માલ ખપાવવા વૃદ્ધ અબ્બાસ સાહેબને ગામે ગામ રખડવું પડે, તેની ફેરી ફરવી પડે ત્યારે તે સંબંધમાં કહ્યા વિના ચાલતું નથી. ખેડુતના બચત વખતમાં તેમનાં આંજનને પોતાના ઘરકામમાંથી બચતા વખતમાં રેંટીઆ અને શાળ જેવો બીજો સર્વસાધારણ ગૃહઉદ્યોગ ભાગ્યે જ કોઇ બતાવી શકે. ખાદીનો ઉપયોગ કરનારા, ખાદી શિવાય બીજું કાંઇ ન જ વાપરવું એવા વ્રતવાળા, કેટલા થોડા ભાઇઓ છે તેની જો કોઇ ગણના કરે તો મારી ખાતરી છે કે આ મંડપમાં પુરા પાંચ ટકા પણ નહીં મળે. કડકડતી જગન્નાથી કે મલમલ કે માદરપાટના વપરાસથી આપણા ખેડુતની સ્ત્રીઓને કે વણકરને એક પાઇનો લાભ થતો નથી. ઉલ્ટું દેશનો પૈસો કાંતો ધનિક મીલ–

માલીકની તેજુરીમાં કે સાત સમુદ્રની પેલી પાર ઘસડાઇ જાય છે. હું ખાતરીથી કહી શકું છું કે આ બાબતમાં ભણેલ ગણેલ વર્ગ, શ્રીમંત વેપારી વર્ગ, અભણ અને ગામડાંમાં રહેનાર ભાઇઓ કરતાં વધારે ગુન્હેગાર છે, વધારે દેશદ્રોહ કરે છે. બાકી તો આ મંડપમાં ખાદીને જ માટે જન્મ લેનાર પુરૂષવર પોતે જ વિરાજમાન છે, અને એના ખાદી–ઉદ્ધારના પ્રયત્નોથી સહુ કોઇ વાકેફ છે ત્યાં, મારે તો બોલવાનું જ શું રહે ?

## ૧૯ લાખની વસ્તીઃ ૬૬ રાજ્યો

આપણી હાલની સ્થિતિ શી છે, તેના વિચાર પર થોડી વાર હું આપ સહુને થંભાવવા રજા લઉં છું. જેમ પંખીને ઉડવાનું આકાશ મોટું, જેમ મનુષ્યને વિચરવાનો પ્રદેશ વિશાળ, અને જેમ રાજ્યતંત્ર મોટા પ્રમાણ પર, વિસ્તીર્ણ પ્રદેશમાં અને વિપુલ વસ્તીઓમાં ફેલાયલું હોય, તેમ પક્ષીનો કે માનવીનો વિકાસ મહોળો થાય. બ્રિટિશ કે રશીઅન શહેનશાહતનો અથવા ચીનાઇ કે જાપાની શહેનશાહતનો એક જેટલો ખીલી શકે છે, તેટલો શું કોઇ નાનકડા બચુકલા તાલુકાનો ગ્રામ્ય જન ખીલી શકશે ? આપણા નાના નાના તાલુકાઓ, રાજ્યો અને અન્ય રાજ્ય સત્તાઓ અનેક તેમજ અનેકવિધ હોવાને લીધે, સંકુચિતતા, ખટપટ, પરાધીનતા, રાજ્યકર્તાનું વિલાસીપણું, રૈયતની મતિમંદતાઃ એ બધાં ખૂબ વધેલાં છે. કાઠીઆવાડી એટલે ખટપટી, લુચ્ચો, મનમાં કંઇક અને મ્હોંયે કાંઇક, દિલચોર, અસ્પષ્ટવકતા, એવા એવા અર્થો બ્રિટિશ ગુજરાતમાં સાધારણ રીતે થાય છે. વળી નાના રાજ્યતંત્રને અંગે આપણે ત્યાં રાજ્યકારભાર કેટલો મોંઘો થાય છે, રાજકુટુંબોના વિલાસોમાં લાખો, કરોડો રૂપિયા પાણીમાં જાય છે અને આપણું મનુષ્યત્વ હણાઇ જાય

છે તે તો જુદું. આ બધી ખરાબીનો એકજ ઉપાય છે કે આપણે સંયુક્ત થવું. એક સમસ્ત કાઠીઆવાડનું રાજ્યતંત્ર રચવું. આપણે જુનાગઢી, જામનગરી કે ભાવનગરી કહેવાઇએ છીએ, અને આપણી જુદી જુદી પાઘડીઓથી ઓળખાઇએ છીએ, તેને બદલે સૌરાષ્ટ્રવાસી તરિકે ઓળખાઇએ, અને એક જ પ્રાંતના શહેરી તરિકેનું અભિમાન રાખતા થઇએ. આવી જાતનું એક ચિત્ર દોરવા મેં પ્રયત્ન કર્યો છે, તેને આપ હસી નહીં કાઢતાં, શાન્તિથી વિચારી જોશો એટલીજ વિનતિ હું કરી લઉં છું.

## સને ૧૯૫૦નું સંયુક્ત સૌરાષ્ટ્ર

હવે હું આપને ભવિષ્યની—બહુ દૂરની નહીં, પણ ૨૦–૨૨ વર્ષ પછીના ભવિષ્યની—કલ્પના કરવા વિનતિ કરૂં છું. કાઠીઆવાડમાં આ જ તારીખે પહેલાથી સાતમા વર્ગનાં ૬૬ રાજ્યો છે. તે શિવાય એજન્સીનાં થાણાંનો પ્રદેશ : તે ઉપરાંત ગાયકવાડ સરકારના અમરેલી અને ઓખા પ્રાંતો : અમદાવાદ જીલ્લાના ધંધુકા તાલુકો અને ધોલેરા મહાલ: આ બધો પ્રદેશ સંયુક્ત થાય, ત્યારે જ અખિલ સૌરાષ્ટ્ર કહેવાય. આ બધો પ્રદેશ એક જ રાજ્યતંત્ર નીચે આવે, સૌરાષ્ટ્ર પ્રાંતમાં બધાં નાનાં મોટાં રાજ્યો ભળી જઇ તેનાં અંગભૂત થઇ શકે, તેની એક પ્રજાપ્રતિનિધિ સભા અને એક રાજમંડળ કે અમીર—મંડળ બની રહે, તે આખા પ્રાંતનું ઉત્પન્ન એક જ તેજુરીમાં જમા થાય, અને તેનું એક જ બજેટ આ બન્ને સભાઓમાં પસાર થાય; આ ચિત્ર કલ્પવા અને તેમાં રંગ પૂરવા હું આપ સહુને—માત્ર આપને જ નહીં, પણ રાજા સાહેબોને પણ નિમંત્રણ કરૂં છું. છત્રીસ લાખની વસ્તીવાળો પ્રાંત શું આપને સહુને બહુ મોટો પ્રાંત લાગે છે? બ્રિટિશ હિન્દમાં તો અક્કેક

જીલ્લો આથી વધારે વસ્તીવાળો છે. બ્રિટિશ હિન્દના ગોરખપુર જીલ્લાની અને બીજા જીલ્લાઓની વસ્તી સમસ્ત કાઠીઆવાડની વસ્તી કરતાં વધારે છે. ગઈ સદીમાં જર્મનીનાં નાનાં નાનાં રાજ્યોએ એકત્ર થઈને જર્મન સામ્રાજ્ય સરજ્યું, ગઈ સદીમાં જાપાનની ડેમીઓટો એકત્ર થઈને એક 'જાપાનીઝ એમ્પાયર' બન્યું, તો પછી ૧૯૫૦ ની સાલમાં કાઠીઆવાડનાં ૭૦ જેટલાં રાજ્યો જોડાઈને એકત્ર થાય, એમાં આપને શું આશ્ચર્ય કે વિસ્મય થશે? સંઘબળ વધવાથી આપણી પ્રગતિ બહુ થશે, બ્રિટિશ હિન્દમાં તથા બીજા દેશોમાં સૌરાષ્ટ્રનો મોભો વધશે, અને સંયુક્ત હિન્દનો એક પ્રાંત બનીને, આપણે ભારતવર્ષમાં હાલ 'ફોરીનર્સ' એટલે કે કાયદાની દૃષ્ટિએ પરદેશી ગણાઈએ છીએ તે મટી જશું.

પણ આ ચિત્રની થોડી રૂપરેખા આપણે દોરીએ. પહેલા અને બીજા વર્ગના એટલે જેમને પોતાનાં રાજ્યમાં વસતા પ્રજાજનો માટે પોતાના કાયદા કાનૂનો રચવાનો કુલ અખત્યાર છે અને પોતાના પ્રજાજન પર પૂર્ણ સત્તા છે, તેવાં હાલ ચૌદ રાજ્યો છે. અને ત્રીજાથી સાતમા સુધીના વર્ગનાં બાવન રાજ્યો છે, જેમાં કુલ અખત્યાર રાજ્યકર્તાઓ તથા બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓ વચ્ચે થોડા-વધતા પ્રમાણમાં વહેંચાયલો છે. તે પ્રદેશમાં બે લાખની વસ્તી છે. એજન્સી પ્રાંતમાં અઢી લાખની વસ્તી છે, અને તેમાં તો કુલ અખત્યાર હાલમાં બ્રિટિશ તંત્રને સ્વાધીન છે. છેવટે ગાયકવાડ સરકારનો અને ધોધા ધંધુકા તાલુકાઓનો મુલક આવે છે. હવે આમાં મુખ્ય સવાલ પહેલા બીજા વર્ગનાં રાજ્યોનો છે. તે રાજ્યોમાં ક્યાંક ક્યાંક પ્રજાતંત્રના શાસનનાં બીજ વવાયાં છે અને આશા રાખી શકાય

છે કે પ્રજાપ્રતિનિધિ સભાઓ ત્યાં વીસ વર્ષ પછી અને તે પહેલાં પણ પૂર જોરથી ખીલી રહી હશે. ત્રીજાથી સાતમા વર્ગનાં રાજ્યોની પ્રજાને પ્રજાપ્રતિનિધિત્વ મળવાને તેઓની સાથે લાંબો સમય લાગી ન જ શકે, બલ્કે એમાં તો ઉલ્ટું બ્રિટિશ તંત્ર સહાય આપે, એમ માની શકાય. અને એજન્સીની હદના પ્રજાજનો તો આજ મીનીટે ખરી રીતે બ્રિટિશ પ્રજાજનો જેવા જ છે. પછી રહ્યા ગાયકવાડી પ્રાંતો અને અમદાવાદ જીલ્લાના બે તાલુકાઓ. જો બ્રિટિશ હિન્દમાં ચાલતી પ્રજાતંત્રની સંસ્થાઓ પૂરેપૂરી કાઠીઆવાડ પ્રાંતમાં સને ૧૯૫૦ માં ચાલતી હોય, તો પછી હાલના ગાયકવાડી અને બ્રિટિશ ગણાતા ઉપર લખ્યા પ્રદેશો સ્વેચ્છાથી કાઠીઆવાડમાં ભળી જવાને અચકાય કે આનાકાની કરે નહીં.

પણ મુખ્ય બાબત એક બાકી રહી. પહેલા અને બીજા વર્ગના ચોદ રાજાઓ હાલ રાજ્યને અને રાજ્યની ઉપજને પોતાની ખાનગી મિલ્કત ગણે છે, પોતાને Constitutional–સનદશીર રાજાઓ ન ગણતાં autocratic–સર્વસત્તાધીશ ગણે છે, તેનું કેમ? તેમણે નવયુગમાં પોતાની એકહથ્થુ સત્તાનું, પોતાના રાજ્યલોભનું રાજીખુશીથી સમર્પણ કરી, તેમના મંડળની તથા પ્રજા પ્રતિનિધિઓની સંયુક્ત બનેલી રાજસત્તાને અધિકારો સોંપવા પડે, અને પોતાના દરજ્જાને યોગ્ય માન મરતબો સચવાય તેવાં સાલીયાણાં કબૂલ કરવાં પડે. એટલો ભોગ શું તેઓ આપ્યા વિના રહેશે? જાપાનના 'ડેમાયો' એટલે મોટા મોટા તાલુકાના રાજાઓ રાજીખુશીથી પોતાની કુલ સત્તા ત્યાંના બાદશાહ 'મીકાડો'ને ચરણે આજથી ૬૦ વર્ષ ઉપર મૂકી શક્યા, ત્યાંના હજારો માણસોનો આખો ક્ષત્રિય વર્ગ–

સેમુરાઇ–પોતાને મળતાં વંશપરંપરાનાં વર્ષાસનો, ફક્ત નામનો જ ઉચક બદલો લઇને છોડી શકયા, તો પછી આપણાં આ ચૌદ રાજ્યો શું એટલો ત્યાગ નહીં કરી શકે ? માતૃભૂમિની સેવાનો આ ઉદય પામતો યુગ શું તેઓને અંતરે એટલી ઉદારતા અને દીર્ઘદૃષ્ટિ નહીં ઉપજાવે ? જાપાન સંયુક્ત થયું તે પરદેશી ભયને લીધેજ, એ વાત અલબત્ત સત્ય છે. પણ જે વાત ભયને લીધે બની શકી તે સ્વખુશીથી શું ન થઇ શકે ? બિસ્માર્કની મુત્સદ્દીગીરી અને રાજ્યનીતિથી જો જર્મનીનાં રજવાડાં એક થઇ શકયાં તો, કાઠીઆવાડનાં રજવાડાં પણ પોતાના પૂર્ણ વિકાસને માટે, પ્રજાના સ્વાતંત્ર્યમાં મદદ કરવાને માટે, અને આખા હિન્દની પ્રગતિને અર્થે સંયુક્ત ન થાય ? અને પોતે પોતાની અનિયંત્રિત સત્તાનું બલિદાન ન આપે ? ભવિષ્યના ગર્ભમાં શું હોય તે કહેવાને કોણ સમર્થ છે ? પણ પોતાના પ્રાંતના ભવિષ્યની બંધારણરચના–તેનાં સ્વપ્નાં કહો તો પણ ભલે–તે રચવાને દરેક બુદ્ધિમાન્ અને લાગણીવંત માનવી હક્કદાર છે. તમને યોગ્ય લાગે તો આ ચિત્ર પર વિચાર કરજો, તેને ખીલવજો, તેમાં વિધવિધ રંગ અને વિગતો પૂરજો. અથવા તમને આ વિચાર અયોગ્ય લાગે તો ફેંકી દઇ, તમારી કલ્પનાના ઘોડા દોડાવી, ભવિષ્યનું સૌરાષ્ટ્ર કેવું થવું જોઇએ, તેનું ચિત્ર તમારી બુદ્ધિ પ્રમાણે રજુ કરી પ્રજા સમક્ષ મૂકજો.

મુદ્રક : અમૃતલાલ દ. શેઠ
સૌરાષ્ટ્ર મુદ્રણાલય : રાણપુર
*
પ્રકાશક : કા. રા. પરિષદ્
સ્વાગત મંડળ : પોરબંદર